

# ઇન્દુમતિ નાટકનો ટુંક સાર.

અંક ૧ લો ७३३०

**પ્રવેશ ૧લો—જુનાગઢ પાસે વંથલીનીમાં રાહુ રાજાની રાણી નીલીબાઈનું પુજગૃહ.**

નીલીનું સોમનાથ મહાદેવની સ્તુતી કરે છે ત્યાં રાહુનું આવવું અને અનીતિનું આચરણ રાહુના. પુત્ર નવગણનો સંબંધ કરવા શીલપ્રસ્થ અને ડેડાણથી આવેલાં કેણુ. ડેડાણમાં કાળુભાની પુત્રી કનકપ્રભા સાથે પુત્રને વરાવવા નીલીની આજીજીથી રાહુનું નારાજ થવું અને ઇન્દુમતી તરફની મમતા; પણ ભાર્ગવસેનના જુના દીવાન પુનમચંદની ખટપટથી ઇન્દુમતીના લગ્ન સંબંધી વાત ખીખરાઇ જતાં રાહુનો ઉભરાયલો ગુસ્સો અને નવગણને આબુપર હવા ખાવા જવાની પરવાનગી. ત્યાર બાદ બાતમીદારના કહેવાથી સંઘની લુટ કરવા રાહુનો નીશ્ચય અને નીલીનો નીતીવાન બોધ.

**પ્રવેશ બીજો—શીલપ્રસ્થમાં ભાર્ગવસેનનું કુટુંબ**

ભાર્ગવસેનની પુત્રી ઇન્દુમતીના લગ્ન પાટણના રાજા મુળરાજ સાથે કરવા માટે દીવાન પુનમચંદ તથા રાણી મનોરમ અને તેના પુત્ર વીરપ્રવીરની સલાહ. તેના નીચ પાસવા

ભોગીલાલ અને કૃતઘ્ની કાળીદાસની ખટપટથી ભાર્ગવસેન-નું ભોળપણ અને ઇન્દુમતીને લાહોરના રાજા જયપાળ સાથે આપવાનો ઠરાવ. આ વાત રાણી મનોરમા તથા તેના મનને મળતાને નહિ રૂચવાથી ઉપજેલી દીલગીરીનો દેખાવ. તેમાં ભાર્ગવસેનનો ઇન્દુમતીપર અનહદ દાબ. શઠની શીખવણીથી માજી દીવાનને દેશનીકાલ. આખરે પીતા મને લાહોરના ભીરૂ રાજા જયપાળ સાથે વરાવશે, આવા હેતુથી ઇન્દુમતીનું નાશી જવું અને વીરની પણ ગુપ્ત પણે બ્હેનની પાછળ જવા તૈયારી.

પ્ર. ત્રીજો—રાહુના હજુરી હીરાનું ઘર

રાહુના કૃત્યોથી કંટાળી હીરાની સ્ત્રી હીરૂ તેનો તીરસ્કાર કરે છે એટલામાં હીરો આવી તેને સાચા ખોટા બાના દઇ રાહુના મતમાં મેળવે છે અને હીરો સંઘની લુટ કરવા જાય છે.

પ્ર. ચોથો—ગીરનારની ગુફા

રાહુ પોતાના માણુસો સાથે સંઘની લુટ કરવાની ગોઠવણ કરે છે ત્યાં હીરો ભોગીલાલનો ખાનગી કાગળ લઇ આવે છે. કાગળની બીનામાં ઇન્દુમતી અહીંથી નાશી ગઇ છે માટે તમારી તરફ આવે તો તેને કબજે કરી તમારા પુત્ર સાથે પરણાવજો હું થોડા દિવસમાં તમારો સંગી થઇશ. આથી રાહુ બેવડો લાભ સમજી ઘણો ખુશી થાય છે. અને ઇન્દુ-મતીને પકડવા હજુરીયોને ચેતવણી આપી ગુફામાં ભરાઇ જાય છે. એટલામાં યાત્રાળુઓ આવી વીશ્રામ લેવા બેસે છે તેમાં રાહુ ત્રાશદાયક લુટ કરી નાશી જાય છે, અને વૃષભાન પુરનો મુળથી જે ગાંડાલાલ નામનો ઓળખાતો બ્રાહ્મણ

લક્ષ્મીના લુંટાવાથી ગાંડો થઇ ગુમ થાય છે અને અમૃત ના-મની ઓળખાતી તેની સ્ત્રી તેની ભાળને માટે પાછળ જાય છે.

પ્ર. પાંચમો—આબુની તળાટી

ઇન્દુમતી પોતાના પીતા પાસેથી નીકળી જોગણ વેષે જંગલ માં ભટકે છે. ત્યાં અમૃત પોતાના પતીને શોધતી આવી મળે છે. ઇન્દુમતી અમૃતને આધાર આપી પોતાંની પાસે રાખે છે. અને બંને દુઃખમાંથી મુક્ત થવા માટે સોમનાથની સ્તુતી કરે છે. કરૂણામય અવાજપર કરૂણા કરી સોમે શ્વરનું આવવું અને દુઃખ દરિયાથી તરવા માટે એક ઉ ત્તમ માળા આપી પોતે અલોપ થાય છે. ત્યાર બાદ ન વગણ આબુપર હવા ખાવા ત્યાં આવવાથી જંગલમાં જો ગણી સાથે વાતચીત કરે છે. એટલામાં પાટણનો રાજા મુળરાજ ત્યાં શીકારે આવી ચડે છે. અને તેનો વીવાદ બંધ કરતાં નવગણની સાથે ઓળખાણ. ઇન્દુમતિને ઘર છોડી નાંસી જવાનું કારણ માત્ર મુળરાજ હતો તો ઇચ્છે લી વસ્તુ અનાયાસે આવી મળવાથી પોતાનો ઉભરાઇ જ તો પ્રેમ. મુળરાજ પણ જોગણને જોઇ પ્રેમાતુર થાય છે. અને નવગણ તથા મુળરાજ ત્યાંથી પસાર થાય છે. ઇન્દુ મતી માળાના પ્રભાવે જોરમાં આવી, અમૃતને બે કાગળો આપી પાપીઓના પાપ ખુલ્લાં કરવા માટે દીવાન પુનમ ચંદને ત્યાં વીદાય કરે છે અને પોતે જન્મ જોગી નામ ધ રાવી જોગી વેષે મહારાજા મુળરાજના પ્રેમની પરીક્ષા ક રવા પાટણ જાય છે.

**પ્ર. છઠો. શીલપ્રસ્થમાં ખટપટીઆ ખળની ખટપટ.**

ભાર્ગવસેનનો વીશ્વાસુ નોકર કાળીદાસ ભોગીલાલના સમ જાવ્યાથી નગરશેઠ નીકમચંદની છોકરી માટે ગોઠવણુ કરે છે. આખરે નીકમચંદ તેની સાથે સમયાનુંસાર વાત કરી લાંચના ઠેરાવથી વીનય પુર્વક વીદાય કરે છે. અને નગર શેઠ નીકમચંદ રાજની ઉથલપાથલ જોઇ એકદમ પ્રવીરવર્માને કાગળ લખી મહારાજા મુળરાજ પાસેથી બોલાવે છે.

**પ્ર. સાતમો.—મુળરાજનો ખાનગી અવાસ**

મુળરાજનો શીકાર વખતે જોયેલી જોગણીને માટે પરીતાપ. તેમાં પ્રવીરનો નીતીવાન ઉપદેશ. પ્રવીર પોતાનાપર નગરશેઠનો આવેલો કાગળ વાંચી સંભળાવવાથી બંનેના શોકનું સમાધાન અને મુળરાજની ખાત્રી કે જોગણુ તેજ ઇન્દુમતી હશે તેમ ધારી પ્રવીરને વીદાય કરે છે. ત્યાર બાદ ઇન્દુમતી જન્મ જોગી વેષે પ્રવેશ કરી મુળરાજનું અંતઃકરણુ ઓળખે છે. આખરે પોતે સોમનાથની માળાના પ્રભાવે કરી મુળરાજને ઇન્દુમતીના જોગણુ વેષે દર્શન કરાવે છે અને મુળરાજ અધીરો હોવાથી તેની વધારે ખાત્રી કરવા માટે પોતાની સાથે સોમનાથ લઇ જાય છે.

**પ્ર. આઠમો.—નીલીનો મેહેલ.**

નીલી પોતાના પતીના ત્રાસથી કાયર થઇ આનંદ લેવા માટે સખીઓ સાથે રાસ લે છે. એટલામાં રાહુ આવે છે. રાહુ મુળરાજનો ઘાટ ઘડવા માટે વસંત બાગમાં કાવતરૂં કરવા નીલીને સમજાવે છે. નીલી પતીની આજ્ઞાનો ભંગ કરવાથી સતીના નામને કલંક લાગે એમ ધારી નહિ ચા

લતાં તેની ઇચ્છાને આધીન થાય છે. ત્યાર બાદ નવગણુ નું આવવું. નવગણુ મુળરાજની સાથે સ્નેહ કરી આવ્યો. એ જાણી રાહુનો નવગણુપર જુલમ અને નવગણુનો વીનય પુર્વક બોધ. આખરે ઇન્દુમતી તથા મુળરાજ માટે રાહુની સોમનાથ તરફ તૈયારી

## પ્ર. નવમો.—શીલપ્રસ્થમાં ભાર્ગવસેનનું ભુંવન.

ભાર્ગવસેન નવા દીવાન ભોગીલાલના ભરમાવ્યાથી કાળીદાસને લાહોર તરફ મોકલવાની ગોઠવણુ કરે છે એટલામાં રાણી મનોરમા બંને બાળકોનો પરીતાપ કરતી પ્રવેશ કરે છે તેને ભાર્ગવસેન નીચની સમજુતીથી ધમકાવી ધકેલી કાઢી પોતે પણુ તેને સમજાવવા પાછળ જાય છે. ભોગીલાલ કાળીદાસને વીદાય કરી પોતાના દુષ્ટ કૃત્યોની બડાઇ મારતો ચાલ્યો જાય છે.

## પ્ર. દશમો.—ગોરનારની તળેટી

વીર વીલાપ કરતો ઇન્દુમતીને શોધવા અરણ્યમાં આવી પડે છે. ત્યાં રાહુની લુંટથી ગાંડો થઇ ગયેલો ગાંડાલાલ ત્યાં આવી ચડે છે. ત્યાર બાદ ગાંડાની ગમત અને વીરનું વીદાય થવું.

## પ્ર. અગીયારમો.—સોમનાથનું મંદીર.

મુંળરાજ તથા રાહુ બંને એકઠા થવાથી પરસ્પરનો વીચીત્ર વીવાદ તેમાં જન્મ જોગીના નારદપણાથી કલેશનો વધારો અને લડાઇની શરૂઆત આખરે જન્મ જોગી સોમનાથના સોગંદ આપી સર્વને શાંત કરે છે.



# અંક બીજો.

**પ્ર. પેહેલો.** ઇન્દુમતીનો કાગળ લઇ અમૃત પુનમચંદને મળી બંને સાથે શીલપ્રસ્થ આવી નગરશેઠ નીકમચંદને આવી મળે છે. બધાનો મુદો એક હોવાથી તુરતજ તે પ્રવીરને મળવા ગામ બહાર આવે છે. ત્યાર બાદ પ્રવીરનું આવવું અને નગરશેઠ નીકમચંદની મદદથી જુદા જુદા વેષે રાજ્યમાં જવાની તૈયારી.

**પ્ર. બીજો.** ભાર્ગવસેનના નવા દીવાન ભોગીલાલનો જન્મ દીવસ હોવાથી રાજ્યમાં ખુશાલી. ત્યાર બાદ નગરશેઠ નીકમચંદ મારફત પ્રવીરનું ખેડુ વેષે આવવું અને પાપીઓનું પકડાવું.

**પ્ર. ત્રીજો.** ડેડાણુના ઠાકોર કાળુભાની પુત્રી કનકબા કે જેના લગન રાહુના કુંવર સાથે કરવા ગોઠવણુ ચાલે છે. તેને રાત્રીમાં નવગણુનું સ્વપ્નું આવતાં તે એબાંકળી પોતાના પતીની રાહ જુવે છે. ત્યાં તેની સાહેલી આવી ચડે છે. પરસ્પરની ગમત.

**પ્ર. ચોથો.** મનોરમાના વિલાપમાં ભાર્ગવસેનનું આવવું. અને પ્રવીરની અસરકારક આજીજીના પર ભાર્ગવસેનનો અન્યાય. પ્રવીર પાપીઓને પકડતાં મળેલો કાગળ પીતાની પાસે વાંચી સંભળાવે છે. તેમાંથી લાંચ ખાઉના કપટ ખુલ્લાં થતાં ભાર્ગવસેનનો કરૂણામય શોક અને ભોગીલાલ તથા કાળીદાસની હાજરી. ભાર્ગવસેને પોતે પોતાનું રાજ્ય પાયમાલ કર્યું અને બાળકો નાશી ગયાં આ બધાનો પરીતા

પ પ્રદીપ્ત થતાં શઠને દેશનીકાલની સજા અને પવીત્ર પુનમચંદનો અંગીકાર. ત્યાર બાદ અમૃતે ઇન્દુમતીનો કાગળ આપ્યો તે પ્રવીરે વાંચતાં આખા કુટુંબનો અનહદ શોક. આખરે પોતાની જુલની ખાતર ભાર્ગવસેનનું ભાગી જવું.

પ્ર. પાચમો.—વંથલીમાં વીરૂનું ઘર.

વીરૂ અને તેનો ધણી વીરો એ પણ એક સહુનો માની તો માણસ છે અને વીરૂના રૂપરંગપર હીરો આશક હોવાથી તે હીરો વીરૂને ઘેર જાય છે અને પોતાના પ્યારમાં પલાળવા વીરૂ પાસે યાચના કરે છે. પણ વીરૂ રાણી નીલમના મતને મળતી હોવાથી તેનો તીરસ્કાર કરે છે. એટલામાં વીરૂનો ધણી બહારથી આવે છે. અને હીરો પોતાના બચાવ માટે બઇરીનાં લુગડાં પેરી ઘંટી તાણવા બેસે છે. વીરો રાહુની સાથે લડાઇએ જવાના સબબથી તાકીદે જંતો રહે છે. અને એના પાસે હીરાની સ્ત્રી હીરૂ ત્યાં દેવતા લેવા આવી ચડતાં પરસ્પર હીરૂ વીરૂનો કજીયો અને હીરાની કમબખ્તી

પ્ર. છઠો. ડેડાણનો જુનો બગીચો.

કાળુભાની સ્ત્રી મગજીબા પોતાની પુત્રી સાથે બગીચો જોવા આવેલાં ત્યાં નવગણ પોતાના પીતાના જુલમથી કંટાળી ત્યાં આવે છે. તેને ગાંડાલાલનો અનાયાસે ભેટો થાય છે. ગાંડાની ગડબડમાં ઇશ્વર ઇચ્છાએ મગજીબાની પુત્રી કનકબા કુવામાં પડી જાય છે. અને નીતીવાન નવગણ તેને કુવામાંથી કાઢી બચાવ કરે છે તેથી મગજીબા ઉપકાર બદલ નવગણરાયની સાથે પોતાની પુત્રી કનકબાના ગાંધર્વ લગ્ન કરે છે.

પ્ર. સાતમો—જંગલમાં રાહુ પોતાના માણુસોને સાથે લઈ ઇન્દુમતી તથા મુળરાજને પકડવા માટે શોધ કરે છે. એટલામાં દેશનીકાલની સજાએ નીકળેલો ભોગીલાલ તેને મળે છે. આથી રાહુ વધારે ખુશી થઇ તાકીદે ધારેલા કામમાં ફતેહ થવા હીંમત કરે છે.

પ્ર. આઠમો. જોગીની ધુણી

ઇન્દુમતી મુળરાજને સોમનાથમાં છોડી પોતાની ધારેલી જગ્યાએ આવી અમૃત સાથે પોતાના પીતાની હકીકતથી વાકેફ થાય છે. એટલામાં અમૃતનો પતી ગાંડાલાલ પોતાના ગાંડપણુથી આવી ભાગી જાય છે. ત્યાર બાદ મુળરાજનુ આવવું અને ઇન્દુમતી જન્મ જોગીનો વેપ બદલાવી ભાવથી ભેટે છે. ઇન્દુમતી મુળરાજની પાસે પોતાના પીતાને શોધવાની આજીજીથી આજ્ઞા માગે છે. મુળરાજ તેને નહિ ચાલતા રજા આપી વીદાય થાય છે. અને રાહુ ત્યાં બાતમીદારના કેહેવાથી આવી ઇન્દુમતીનું હરણુ કરેછે. પાછળથી અમૃતનો બીલડીના વેષે રાહુના રાજમાં દાખલ થવાનો પ્રયાસ.

પ્ર. નવમો. ગીરનારની તળેટી

ભાર્ગવસેન દુનીયાથી કંટાળી ગીરનારની તળેટીમા ઇશ્વર ભજન કરી આયુષ્યનો અંત લાવવા ઇરાદો કરે છે.

પ્ર. દશમો. ભાદર નદીપર વસંત બાગ

નીલી પોતાના સ્વામીની આજ્ઞા પ્રમાણે વારાંગનાના વેષે ત્યાં હાજર થઇ મુળરાજને દારૂના નીસામાં ફસાવે છે. એટલામાં વીર પોતાની બહેન ઇન્દુમતીને શોધતો ત્યાં આવી ચડે છે અને કાવતરાની જાણુ થવાથી, મુળરાજને બચાવી

પોતે વીદાય થાય છે. પણ હરી ઇચ્છાએ રસ્તામાં તેને રાહુનો ભેટો થવાથી બંને ભાઇ બહેનને સાથે પકડી રાહુ વસંત બાગમાં આવે છે. તપાસ કરતાં જુવે છે તો પોતાની રાણી નીલીને બાંધી મુળરાજને છોડાવનાર વીર પોતેજ હોવાથી તેને સ્થંભ સાથે બાળવા અને ઇન્દુમતીને નવગણ સાથે પરણાવવા કોશીશ કરે છે. વીરને એ વાત નહિ રૂચવાથી પોતે બળતા સ્થંભને બાથ ભીડી બળી મરવા જાય છે પણ સોમનાથ તેનો બચાવ કરે છે.

---

## અંક ત્રીજો.

પ્ર. **પહેલો**—હીરૂ પોતાની બહાદુરીના વખાણ કરે છે એટલામાં હીરો આવે છે. અને પોતાની કરેલી ભુલની માફી માગતાં છતાં હીરૂ તેનો તીરસ્કાર કરી ધકેલી કાઢે છે.

પ્ર. **બીજો—નીલીનો મહેલ**

બેભાન ઇન્દુમતીને સાધવી નીલી આસનાવાસના કરે છે. ત્યાર બાદ રાહુ આવી પોતાના પુત્ર નવગણને ઇન્દુમતી સાથે લગ્ન કરાવવા બનતો પ્રયાસ કરે છે. અને નવગણની ઇન્દુમતીપર નીખાલસ વ-ર્તણુંક.

પ્ર. **ત્રીજો—મુળરાજનો દરબાર**

સોમનાથ મહાદેવ સ્વપ્નામાં આવ્યાથી મુળરાજનો રાહુપર ઉભરાયલો જુસ્સો. તેમાં ઇન્દુમતીની આવેલી ચીઠીથી તાત્કાળીક લડાઇની તૈયારી.

પ્ર. ચોથો—વીરૂનું ઘર

હીરૂ વીરૂ આગલા કજીયાનો વાંધો પતી જવાથી બંનેનો આનંદકારી વીનોદ. તેમાં હીરો વીરો ભોગીલાલની સાથે પ્રવેશ કરે છે. આખરે નીચની સોબતનું ખરાબ પરીણામ અને ભોગીલાલનું વટલાવું

પ્ર. પાંચમો. ગીરનારની તળેટી.

ભાર્ગવસેનને સોમનાથ તરફથી મળેલો બાળક નેહથી નીહાળે છે. એટલામાં જોગી રૂપે સોમનાથ આવી ભાર્ગવસેનને બાળક બચાવવા માટે જડીબુટી આપી જતા રહે છે. ભાર્ગવસેન તરફથી બાળકને સજીવન કરવા બનતો ઇલાજ. એટલામાં અમૃત તથા ઇન્દુમતી રાહુના ત્રાસથી મુક્ત થઇ ત્યાં આવી ચડે છે. અને ઇશ્વર ઇચ્છાએ ભાર્ગવસેનને પોતાના બાળકોનો થયલો મેળાપ. ત્યાં ગાંડાનું આવવું અને પોતાનો ગયલો માલ આવી મળવાથી ચીત્તની શુધ્ધી. ત્યાર બાદ ભાર્ગવસેનનો મુળરાજ સાથે ઇન્દુમતીના લગ્નનો નીશ્ચય અને રાહુપરનો ઉભરાયલો ગુસ્સો.

પ્ર. છઠો—ડેડાણમાં મગજીબાનો મહેલ

મગજીબાની કુંવરી કનકબા સખીઓ સાથ ગરબી રમે છે. ત્યાર બાદ નવગણનું આવવું. અને કનકબા તથા નવગણનો જાહેર વીવાહ થવાથી પ્રેમી જોડું ફુલ દડે રમતાં મુળરાજ પાસે જવાની તૈયારી કરે છે.

પ્ર. સાતમો—મુળરાજનો ખાનગી આવાસ.

ઇન્દુમતી તથા મુળરાજનો પરસ્પર વીનોદ. ત્યારબાદ ભાર્ગવસેનનો પોતાના કુટુંબીઓ સાથે આવી મહારાજા મુળ

રાજાને ઇન્દુમતી અર્પણ કરે છે. આખરે આનંદ ઉત્સવ ની સમાપ્તી. અને મુળરાજની રાહુપર મોટે પાયે લડાઇ નો વીચાર.

પ્ર. આઠમો—હીરા હીરૂના મનાવણાં. અને પ્રેમી જોડાની થ યેલી ભુલની કબુલાત.

પ્ર. નવમો લડાઈનું મેદાન

મુળરાજ રાહુની ભયાનક લડાઇ—તેમાં રાહુ તથા ભોગીલા લ બંનેના મરણ. ત્યાં નીલી નવગણુનું આવવું. અને મુ ળરાજ તે માતા પુત્રની ઉત્તમ વર્ત્તણુંકપર ખુશી થઇ ન વગણુને જુનાગઢની ગાદી અર્પણ કરે છે. આખરે સાધ્વી નીલી મહારાજા મુળરાજને ધન્યવાદ આપી પોતાના પતી રાહુ સાથે સતી થઇ બળી મરતાં ખેલની સમાપ્તી થાય છે.





# ઇન્દુમતિ નાટકના ગાયનો.

૧

જય જય ગંગાધર શશીધર
અધહર, દુરકર, કુમતી સહુ હરહર
સ્મરણુ શરણુ ગ્રહી કરીએ શ્રી મુખ રહી
તરીએ વીરામી ભવ પામી તવપદ
શાન્તી દાતા અધમ ઉધારક દીનજન તારક જય જય.
પ્રભુ સુધારોરે દઇ શુભ મતી દુઃખ નિવારો
વખત આવે વીકટ અમારોરે. પ્રભુ સુધારોરે
પાહીમાં પાહીમાં પાહીમાં. જય જય ગંગાધર.

૨

નીચ સંગ નિશ્ચય નરક નીવાસ કરાવે નિશ્ચય,
ન્યાય નીતિ વીસરાવે, સુબુદ્ધિને સળગાવે.
કુકૃત્ય બાજી શીખાવે સંગે રંગ સઘ આવે
કરે કુળ તણો એ વિનાશ નાશ. ગણો નિશ્ચય.
ચીદ વચમાં વીણુ કામે બોલે તરણી તું તરણાને તોબે
જા જા ઝટપટ દુરયા હટહટ દુરયા દુરયા દુરયા દુર કરે કુળ તણો તે

૩

આર્ય અભીમાન જુપ વિચ્ચારો.
ધર્મ સારો પોતાનો ન ધારો, શીદ શત્રુને વધારો
સારી આબરૂ વિસારો જ્યાં ત્યાં જુલમ ગુજારો;
બુદ્ધિ હીણુ શુદ્ધ કે અશુદ્ધ ધારો ડર ન તમારો.
ધર્મ આર્યથી વીરૂધ છે મારો,
મારૂં માર કાફરોને, કરવા ઠાર આ તલવાર
છે તૈયાર તરસી અપાર, ધરી ખાર, જુપ ભાર.
ઉતારૂં બેસાડું ત્રાસ, દશ દિશ મારો. આર્ય અભીમાન.

૪

પસ્તાશો તાત મારા ભોળાપણે ભંભેરાઇ.
ભીરૂને અધમ જયપાલથી મને વરાવા.
કરો ન હઠ અતી કરૂં વિનતી ઘેલી બનીશું મતી.
થા તું દુર, થા તું દુર, રાખ લવારી તું તારી.
ભોળાપણે ભંભેરાઇ અતી ઉર માંહી. પસ્તાશો.

૫

ના ના નહિ બને નહિ બને વાત આવી.
શરમ શરમ છેક તેં વીસારી સારી
નરમ નરમ બનુંના, હું ભીતી ધારી.
પીતા પીતા ગઇ તમ સુબુદ્ધિ સઘળી.
બકોના નહિં સમજે તું કેમ. ના.
જોઉં છું તુજ ટેક તું રાખે કેવી રીત.
મત્ત બની મદથી અતી, છોડી પિતા પ્રતીત. શરમ

૬

રસીયાજી, વસીયાજી, અંતર, વહેલા આવજો.
વ્હેલા આવજો, પ્યારા પ્રેમે પાળજો.
મન હરનારી, દીલ ખુશકારી, હિરૂ સાચી પ્રેમદા
ઉમંગે આવું, રંગ જમાવું, સંગ શોભાવું સવદા
(લ્યો હવે રજા છે કે)
કામણુ કરી કંથજી ના જાશો, અબળા ગણી અધરામૃત પાશો.
રસીયાજી.

૭

મારો કરો ઠાર કાફરોને માર મારી આપો ઉજાણી.
ગીધ ગીર્ધણોને આપો ઉજાણી રહી તૈયાર યાર બેસાડો ત્રાસ અપાર
યમના સમ બની અવનીમાં. લુંટી, લુંટી, લુંટી લીયો ઠરો.
ખુવાર યાર, બસાડો ત્રાશ અપાર. મારો કરો.

૮

એક દીન ઇન્દુરાજ માણુતીરે, એક દીન અરણ્યે અકેલી.
એક દીન હજાર હજુરીયા, એક દીન શરણુ કપાલી.
હું ચાલી ભસ્મ લગાવી, મુજ પિતાને મન નહિં ભાવી;
એ પ્રપંચમાં નહિ ફાવી. હું ચાલી.
અવની કેરાં અનેક સુખમાં, દુઃખ સૃષ્ટીથી દેખી;
ભગવામાં ભગવાન વસે છે. એમ અંતરથી લેખી;
મે દીધો દેશ ગુમાવી. હું ચાલી.

૯

હાજર છું હુંના ધર ડર દીલ બાલ તું, આ દુઃખનો જરી,
સત્વર આવ્યો છું તુજ ભક્તિથી લેવા કબેશ સૌ હરી;

આપું આ મુજ માળતે, સાચવજે ધરી પ્યાર.
ચીન્ત ધાર્યું એ આપશે, કાપી દુઃખ અપાર.
હજુ છે લખ્યું તુજ ભાલ. દુઃખ સ્હેજે ધીર ધરી.
નીજ ટેક સાચવ પ્યારથી, મુજ નામને સ્મરી. હાજર.

૧૦

રહું રહું નીશદીન નીભંય હું, શાને શંકા ધરે વિપ-તને વરે.
મુદીત મન કરે, મહીપ મળવા ઇચ્છું
વાહ શાણી, ક્ષત્રાણી, ધન્ય તારી ટેક.
હું એકની અનેક ટેક જાળવવા તત્પર થઇ હાથે સંકટ હોરી લીધું.
સીહણનું પય મેં પીધું. વાહ.

૧૧

પ્યાલો પાન કરાવી, પ્રેમ પયનો;
શુધ્ધિ લીધી છે હરી.
નાખી મોહની જાળમાં મનરમા
વેગે તજી વીચરી.
જ્યારે તે મલશે મુને વીધુ મુખી.
શાન્તી ચીતે તો થશે.
જાશે પ્રાણ પ્રીયા પ્રીયા જપી જપી
હંસા અરે કયાં હરી.

૧૨

આ આ મનહરણી, કંચન વરણી, ને વશ કરણી.
અરણ્ય મહીં શરણથી શટનાર,
દેખ યહ રાક્ષસી, નહિ એ તો ઉર વશી. આ આ.
દેખ યહ કુલટા. નહિ એતો શુભગા. આ આ.

દેખ મહ જોગણી. નાના એતો ભોગણી.
ભેખ ભગવો કસી મળી અરણ્યમાં હસી ચીત ચોરના ખસી
સુંદર છબી મટકદાર

૧૩

કોડ પુરે શ્રી જાુગદીશ આજે કે દંપત્તી ચીત્ત ચહેરે લોલ.
પાળે પતીવૃતજે શુભ પેર તો સંપતી નીત્યે લહેરે લોલ.
સતાવે શું એ, દુભાવે શુંએ, મુંઝાવે શુંએ રીબાવે શુંએ.
જો કદી અહનીશ પ્રીતમ સંગ ઉમંગ ધરી રહેરે લોલ.
તો દુઃખ લેશ ના સહે લોલ.
શાણીઓ સાસરીએ આવીને, માણી સ્વતંત્ર સુખ.
બાવીને રહેતું પતી પદ પ્રીતી લાવીને.
વધાવીને રીઝાવીને પાળે પતીવૃત જો શુભ પેર તો. સંપ-તી.
નીત્ય લહેરે લોલ.
ભાગે સુખ દુખ ગૃહેરે લોલ.
આ વીલસીત વેલી જાણે લટુંબ ચયેલી.
કેવી છકી આ ગયેલી એના પતીતણા પ્રેમમાં.
નેમમાં એમ, આ પતી સુખ પુર્ણ ગૃહેરે લોલ.

૧૪

સુણ પ્રીયે મુજ વાત લેવી ગુજરાતજરે દંડી પાધરી.
સ્વબાહુ બલ વડેજ મારો ધણી થવા વિચાર.
યોગ્ય મદદની જરૂર હશે તો આપવી પડશે નાર.
નીરપરાધીને દંડ ન દીજે એવું રાખીએ નાથ.
દાસી આજ્ઞાકીંત આપની હું સદા રહેનારી સાથ. સુણ

૧૫

થઇ નથી કોનીરે આ મહી મુજ નાથ.

૧૭

પ્રીતે પરણી માનધાતાને આખર છોડયો તેનો સાથ.
થઇ ન રાજા રામની (જેણે) સીધુ બાંધી વાટ.
ગઇ ન પાંડવ સાથમાં બહુ ઝુઝયા જે માટ.
માટે ભુમી કારણુ અનીતી ન કરશો.
ગણો ન તમારી ભરી બાથ
સમજ સમજ નફટ નાર, વારવાર શું ઉચ્ચાર.
ફરજ તારી તું વીચાર વારવાર શું ઉચાર.
સખત વખત તેં પ્રભુજી આપીયો મુંને આ વાર.
જા જા પક્ષીકાજ પાશને કરી તૈયાર.

૧૬

સ્વામી વીચારો નીતી નીપમને. સ્વામી.
શાને લીધો જગમાં અપશ. સ્વામી.
વીશધરને પય પાન કરાવી આશ ધરો લેવા સુધારસ સ્વામી
બાલ લાલ ચંદ્ર ઇચ્છો પણ કંકુ તજી લીધી કરમાં મસ સ્વામી

૧૭

પતી આજ ધરો લાજ શાને કાજ લડો.
જાને જાણી દુર થાને પતી
શાણી થઇ તું શીદને વદે વીણુ ઘટતા બોલ.
પાણીથી નહિ પીગળે, પથર ઘટશે તોલ. જાને જાણી
સો અપવાસે કેશરી નહિ ખાયે ખડ નાથ.
આહુદર જે ઉછરી, નહિ વરશે નીચ સાથ. જાને.

૧૮

હશે કયાં પ્યારી બ્હેન મારી, ભાળ મળી નહિ એની મને કાંઇ
શોધ કર્યો ભારી, જોયા મેં દેશો દેશ ધારી

જંગલ જંગલ ભટકી થાકયો, મતી ગઇ હારી
ભાન મુજ દેહ તણું ભુલયો, ભુખ તરસ સુખ દુઃખ સહુ મેં
મુકયાંજ વીસારી, જીવું નહિ જતાં મુજ બ્હેની
જગત ભયંકર મુંને જણાયે, હાય હવે ભારી. હરી

૧૯

પૈસા પૈસા પૈસાની બલીહારી, મારા પૈસા.
પૈસાની બલીહારી, પૈસા પરે હું વારી મારા પૈસા.
મુરખ પૈસાવાળો શેઠ સમજુ નીર્ધન તાણે વેઠ
ભુખે મરતું મોટું પેટ, ઓ માડી, ગઇ લાડી, બુમ પાડી,
લુચ્ચાએ લાત મારી, મારા પૈસા.
વસુ વીના નર પશુ, વસુ વીના વેપારી આપે નહિ ઉગડું તસુ;
દુનીયામાં દામ મોટા, સાથે ધોતી જોટા, એક દોરી લોટા.
એ ચોર લઇ ગયા ઓ માડી, મારા પૈસા.

૨૦

ચંદ્ર શેખરા, જય કરા વીભુવરા, પ્રીયકરા, શંકરા ઇશ્વરા.
નમી વીનવી પ્રણામ કરી નીત શેવ માગીએ.
લાગીએ પાય મહેશ્વરા, અઘહરા શંકરા ઇશ્વરા.
ઉમાપતી કતીનવ કળાય, વિશ્વમાંય મોટા મોટા રૂષી મુની મુંઝાય.
એવા સહાયે થાઓ, પ્રીયકરા, દુઃખ હરા, શંકરા, ઇશ્વરા.

૨૧

માન માન, મુકાવું ચુકાવું હું તારૂં ઉતારૂં માન માન
સમરજુ મોઝાર આવશે જેવાર
કરીશ ત્યાં સત્કાર, કર લઇ તલવાર
શરમ શરમ ક્ષત્રીનો પરમ, તજીને ધરમ.

જપશ નર્ક તું પીશાચ પ્રાણ ત્યાગી
જાને મુર્ખ દુર, અભીમાની. માન માન.

## અંક બીજો

૨૨

જનમ્યા શું પાપી દીન શીર દુઃખ ધરવા,
કરે નીતી તણો નાશ આશ અનીતીની ભરવા.
અહાહાહાહા. રાંક પ્રજા રંજાળે રાય રમાડે સત્ય સંહારે.
પ્રબળ જબર ખળ કરવા ધારે, નહિ ડરતા દયા ધરતા
નફ્ફટ ફરતા, જૂલ્મ કરતા, ચાલોજી ચાલોજી.
ચાલો નીકાલો એ સાલો પરીજન દુઃખ હરવા.

૨૩

સાધપ નીધપમ, નીધપમ ગરેસારે.
નીસારેગ મપ મપ, સાધપ દીમતાના તાના દેરે
તાના દેરે દીયનરે, ગીદી ગીનધા ગીદી ગીનધા ગીદી ગીન સાધપ
ધધનીસા, ધનીસા ધનીસારે, ગરે સારેનીસારે
નીધમ. નીધપમ, તરકટ ધીનકીટધા તરકીટધા.
તરકટ ધીનકીટધા, (૩) તરકટ ધીનકીટધા. સાધપ.
તરકટ ધીનકીટધા, તરકટ ધીનકટ. સાધપ.

૨૪

ધિઃક છે છે ધિઃકાર નીચ દ્રોહી આ દિવાનને
ધરમ કરમ શરમ છોડી, ઉલટ પુલટ રાજ્ય કરતા હેવાનને

જનમ્યા શીદ જનુનીની કુખે આ અવનીમાં પીશાચરૂપો
નહિ કહ્યુરો દીન ગણુરો, દયા ધરશો, ક્ષમા કરશો
નફ્ટ કપટ કરતા નહિ ડરતા. ધિઃક ધિઃક ધિઃક.
અરર કર નહિ. અહાહા ફીકર નહિ. નીચ નીચ નીચ ધીઃક છે

૨૫

રંગીલું, રસીલું સ્વપ્નામાંહીં નીરખેલું મુખ કયાં મળેરે લોલ
કયાં મળે લાગી ગળે મારા તનના તાપો હરે. રંગીલ
જુવો આરે રતીમાં રમતી. ભમતી કનકપ્રભા.
આવી ઉમંગે સ્વામીની સંગે રમવા રંગે. આ. આ. આ.
ચુપ. ચંપકપ્રભા. રંગીલું

૨૬

જાણી જાણી સખી. અજાણી બની અજાણી બની.
બહુ શાણી બની, દીલ જાની બની, જાણી.
નહિ છેડો, વ્હાલી મુક કેડો, એ નાથ વીણુ ના ગમતું
કયાંથી ગમે રંગીલો, રસીલો, છબીલો, સુઘડ,
કનક ચિન્તમાં ચોર રમે. બહુ બોલી. અંતર છોલી
ખરે ઘેલી તું મનમેલી, હઠના ઝટના ખસજો.
મુરખી દુર થા વાહ. જાણી જાણી.

૨૭

મહારાણી ધીર ધરો, દુઃખદુર કરે રઘુવીર. મહારાણી.
નથી જોવાતું વીલુ મુખ આ, તમારૂં માંજી.
શાને મુંઝાઓ પ્રભુ કરશે રાજી. ધીરધરો
નથી જોતી સુખ સ્વપ્નમાં બેની.
શોક સીંધુ આવ્યો ગાજી.

૨૮

જા જા તું લુણુ હરામી, ઠામી લુચ્ચા લાંચીઆ,
દશા તારી બુરી થાવી. પ્રપંચે તું ગયો ફાવી.
મને છળતાં શરમ ન આવી. ખ્વારી તારી કરું ભારી
પીડયા મુજ પ્રજાજન, અતી મદ ધરી મન.
કરી અનીતી પદ પામી જા જા તું લુણુ હરામી.

૨૯

પીયુ જાશોના એકલી મેલી હો. પીયુ.
સુનો થશે મુજ સુખ બગીચો, સુની થશે આ હવેલી. પીયુ.
જાશો ના બાપુ હડસેલી, નાંખી માથે દુઃખની હેલી.
થઇ હું તો ઘેલીરે આ દુઃખથી બળેલી.
વીકટ આ છે અસાર જો સંસાર પાર ઉતારવાને
ધારજો હે નાર તો તો હેરજા ધરી પ્યાર.
ધારું પોંચવા સુખ દવાર માટે પાજ બાંધુ પુર પેલીઓ પીયુ.

૩૦

જાજારે જાજારે, વીરૂ દુર થારે નહિ શરમાંરે.
વોપમા લેતો જા.
મુકો મુકોરે મારી માવડીરે, વીરૂ હીરૂ છો પ્રાણુની આધાર
આવ્યો મળવા, બેઠો દળવા, વેશ્યાને ગણી દીલદાર
વેશ્યા તારી બેન ને વેશ્યા તારી મા,
છોડી તારા બાપને તું સીદ્ધે રસ્તે જા.
પર નર સાથે માણુ મોજીલી, છકેલી લઉં તારા છાજીયા.
નહિ લડશો મેર પીટયા હાજીયા.

૩૧

નેહે નીહાળો માતારે કેવી ખીલી બગીચા બહાર.
શીતલ મંદ પવનની લેહેરૂં આનંદ આપે અપાર.
બ્હેનો જૂવો તો, હા હા જોયું
ભવ્ય ભુવન ભભકાદાર, વૃક્ષની હાર કોયલ ટૌકાર
ટીહુક ટીહુક કરતી મન હરતી.
નીજ પતીની પાછળ પરવશ થઇ ભોગ આશ ઉરે ધરતી હં હ.
પક્ષીના વીહાર પરે બહુ પ્યાર, મનમાં વિચાર, મળે દીલદાર.

૩૨

જાશો શું રે પ્યારા પ્રીતમ પ્રાણાધાર.
મુંઝાશો નહિરે આવી પોચીશ હું આવાર.
નાથ નમેરા થયા વગર સુખી સમાચાર આ દારાને
મોકલજો વહેલા વળજો, વહેલા વળજો, પ્યારા મળજો
બહુ સારૂં પ્રાય સુખ આગાર. જાશો.
શાણી તું જા, મનમાની તું જા, રંગીલાજી વાહ વાજી વાજી વાહ.
એક ટેક ધારી રહેજો મોહનજી વેગે મળજો
બહુ સારૂં પ્રીય સુખ આગાર. જાશો.

૩૩

સત્વર ચાલોને સરકાર શોધીએ ઇન્દુ નાજૂક નખરાદાર
વાહ વફાદાર મારા પ્રાણના આધાર પકડી પલકમાં
એ નાર યાર દીપાવું દરબાર
પ્રીતે પરણાવું મારા બાલને, એ માનુની મનહર નાર. શોધી.
કેશરીના કબ્જા થકી શીયાળ છટકી જાય,
તો ત્રણ તેના મુખમાં, ગર્ધવ ગુણ ગણાય.

૩૪

અલી જારે જા, અલી જારે જા, આવ આવ આવ આવ.
વહુ તું મારી બહુ રૂપાળી વા વા વા વા.
એ હે હે હે હે.
મીઠી બોલી તારી તું નારી ઠગારી હું નાચીશ દાડી
એહે તાડી વગાડી
વારૂ કોઇ ચોરટો આવેતો
ચુપ ચુપ વહુ ના બોલ ભાગ ભાગ ભાગ ભાગ.

૩૫

રંગભરી રંગે રસીલી તું છેલ છબીલી તું છે પ્રેમ ઘેલી તું હા પ્રેમ ઘેલી હું
તેવાજ પ્રીતમ આપ
સારો ગણું વીયોગ મન જેમાં મળવા આશ.
બુરો અતી સંયોગ જ્યાં અલગ થવાનો ત્રાસ.
લાગી ગળે તું પ્રીય પ્રાણુ સીંચ શાંત્તી વારી
કામણગારા છો જાદુ ભર્યા મમ નાથ છું બલીહારી
ભેટ ભરી બાથ આંપી ઉર સાથ
આવજો સુંદરી રાખજો ઉર ધરી
વાલમ પ્રીતમ અમાપ. રંગભરી

૩૬

મુજ મન અહીં સુખ પામ્યું વિશમ જગત વ્યાધીને વીસારીરે
નીર્મળ મનથી પ્રભુનું સ્મરણુ કરી શાંતી રદય મહીં દેવી તે પ્રસારીરે
પરમ ઇષ્ટ બ્રહ્મતણા નામની સુનૌકા ભવ નીધીપરથી દેશે પાર તે ઉતારીરે
રદય મંદીરમાં પ્રેમથી પ્રભુનું કરી દર્શ કેવું વીશુમતી કરો શુભ મારીરે

૩૭

દેશ છોડી દેશાટણુ કરતાં બાજી મળી નહિ મુજ ભગની
આશ અંકુરો અસ્ત થયાં ભુખ પ્યાસે ભાન ભુલ્યો મગની
પુષ્પ પલંગને અત્તર અંગેજા ચંદન મરદનની વ્યસની
તે અંગે આપી આખર તે વહાલ ધરી વીપત્ત કઠની
અનંત સુખોમાં ઉછરેલી તે વાસી આજે વનની
શું કરણુ ક્રુર થઈ અડતી પડતી કરતો જનની

૩૮

આવો આવોજી રસીલા રંગીલા હો રાજ મારા
અનાયાસે છો ચડી આવ્યા રંક ધામ પાવન કરવા.
અમ ઊર આનંદ ભરવા રંગીલા હો રાજ મારા
આજે આનંદ એલી બહુ રંગ રેલી
આવો સાહેલી ગુંથી કુસમ હારને
કંઠે પેરાવો ધરી પ્યારને કુસમ હારને
મધુર મધુર ગાન સાથ મધુ મધુર પાઓ. આવો આવોજી

૩૯

મધુરો મધુ આ તમે પી લ્યો રાજકુમાર મધુ
ધન્ય દિવસ છે આજનોરે આપ થયા મહેમાન
સોને સુરજ ઉગીયોરે આનંદ લુંટે ભાન
મુજ સોગન જો મુજ કર કેલો લ્યો છે એકજ જામ
સખા કુસમીત કુંજ બીછાવી (ત્યાં) લ્યો તન આરામ

૪૦

ચુપ ચાપ કરી બેજે તું જા હઠ જા દુર થા

બસ જા મુરખા બસ બસ બસ અરે થુ થુ થુ ચુપ
અવીચારી વદજે વિચારી એક પલકમાં નાખું મારી
અરપી દે ઇન્દુને તારી શોધીલે બચવાની બારી
તું માન કહ્યું નાદાન તું માન કહ્યું નાદાન હરામી કામી
તું નીચ નામી ધીઃક અભીમાની છે ધીઃકાર બસ બસ
અરે થુ થુ થુ ચુપ.

૪૧

અવસર અવળો આ વિચારી.
અરજી આ અનાથની તમે લેજોરે સ્વીકારી હો. અવ.
દેવ તણું દુઃખ દ્રષ્ટે દેખી દોડયા દુઃખ હારી
ત્રીપુર ત્રીશુલે હણીયો તેવો આ છે દયો ન વીસારી. અવસર.
દ્દા ફેલ્યો દુખનો દસદીશં થઇ મોત તણી તૈયારી
બીરદ વીચારી બાળ તમારાં બળતાં દયો ઉગારી.. અવસરે

## અંક ત્રીજો.

૪૨

હું તો નવીન નખરા કરતીરે, રંગીલાના મન હરતી
માન માન મારૂં કહ્યું માન મારી દીલજાન
કરૂં કુરબાન રંગીલી તું હીરલી વ્હાલી ના ના.
રસીલી તું હીરલી વ્હાલી ના ના છબીલી તું હીરલી વ્હાલી ના ના.
વીશ્વાસી યારને પલાળી બાંધ્યો પ્યારરે હવે નમેરી નહિ થઃ
નારી મનહારણીજી
જાજા તું દુર બની ચકચુર પીટયા અસુર શાને હીરૂ પરહરે હું તો

૪૩

અમ્રત ફળ આ નવગણુ રૂપે રાહુ વીખને વેલે
પાવકમાંથી પ્રગટયું પાણી કૌવચ ફળી છે કેમે
ઉતરી કોઠીથી ફેરી ચડયો મુજ વારે સુત લહેરી

૪૪

બસ બસ ઠાર ઠાર મારૂં પાપી તુંને આ વાર ચુપ
ઠઠ ઓ નફ્ટ હું ભુલાવું તારી ક્ષત્રીવટ કાઢું પ્રાણ
તું નાદાન ઝટપટ આ અસીની ધાર          ઠાર ઠાર
દયા તજી દીનને દમે મદાંધ જે મતીહીન
અંતે તે દુખીઆ થયા દશા ભોગવી દીન
નહિ લાવરી કર તું તારી પાપીને પડખે ચડનારી
મારોને માર ઠારોને કાળ ધારો ન બાળ કરો ન વાર
પતિ આ અનીતિ થાય છે ચુપ.     બસ બસ ઠાર ઠાર

૪૫

નીત અચલ અમલ કરો રાજવી (૨).
ધરી પદને દયો વીપદને વીદારી વીદારી
અતી દુરજન મન સાલ પ્રજાજંન તણા પ્રતીપાલ
જગમાં નીત.          અચલ.
છો પ્રબળ અતી સબળ શત્રુ ગણુ
તરણુ તરણુ મુખ લઇ તવ શરણુ આવીઆ (૩)
તજી મદને નીત          અચલ.

૪૬

ચડે રણુ સોલંકી સરદાર,
પ્રીતે યવન તણું દળ દળવા
કર લીધી તલવાર તીક્ષણ થઇ તૈયાર          ચડે.

ગોઠ્ઠીજની હાની અટકાવા બાંધી કમર કટાર
વહો આ વાર જય જયકાર. ચડે.

૪૭

પોઢો પોઢો પ્રીતમજી પોઢો મારા પ્રાણ.
મનના મેલા તનના ઘેલા હોંશીલા હેવાન.
દારૂમાં દિવાના બનતા વાહજી વાહજી વાહ દીલજાન તમે ઘેંટા
ખાજ અખાજ ખુણે જઇ ખાતા મુરખના સરદાર
ઉત્તમ દેહે એબ લગાડી જુમી દેતા બાર જીતેરા જાન (૩)તમે ઘેંટા

૪૮

મરવું એકજવાર તરૂણી તમે વદજો કરી વીચાર, એ મરવું એકજવાર
શોધી સકલ છેદી ભેદી પલકમાં અરી શિર કરીએ માળ
રક્તનાં પ્યાલા જયારે સામટા પીશું ત્યારે તૃપ્ત થશે તન ઝાળ. એમરવું
અરે વાહ અરે વાહ અરે વાહ વાહ.
જાઓ શુરા મળીને સંગાતે શું ખાલી રીઝાવો છો વાતે.
અમે ચુપ ચુપ ચુપ અમે ચુપ ચુપ ચુપ
ત્યારે બાંધો ભાથાં મુકી કોરે માથાં નહીં ડરો જાતાં
કરો પાપીને પાર. એ મરવું

૪૯

જાગી ભાર્ગવસેન જો ભુજ કને
રૂડું પડ્યું રત્ન છે સંભાળી સુખ આપજે
તમ તજી આનંદી આ અત્ન છે
તેણે ભાગ્ય ઉદય થશે તવતણું
સંકટ સહુ વામશે બાજી હાર તણી,
જીતી સુજસ તો સંસારમાં જામશે.

૫૦

ધીરધર રાજારે આ તું જ દીન જશે કલેશને વીસારીરે ધીરધર.
આપું હું ઔષધ દુઃખહરણુ આ.
મેળવ ગ્યાને સુવારી પા તન શ્રાં-તી થશે
જન શીર જનમી જનમ સંગાતે
આધી વ્યાધી ઉપાધી જતા ઉર એ હણુશે. ધીરધર

૫૧

રદય અણુચીંતવ્યું રાચ્યું હશે આ સ્વપ્ન કે સાચું
દીસે છે દીન કે કાંઈ રેન ભુલાવે શું પડયા આ નેન
વહે છે વીશ્વનું આ વહેન નથી આ સ્વપ્ન છે સાચું
વીલોકું શું નજરથી વીર પિતાજી પુજય ભગવાં ચીર
દીસે સુખનો નીધી આ ક્ષીર નથી આ સ્વપ્ન છે સાચું
હું સમ કો નહિ ભુ મહીં મુરખનો સરદાર
કાર્ય વિચાર વિના કરી પીડયા પ્રાણુ આધાર
આમ વદો શું પુજય પિતાજી અમ કરમેં દુઃખ સરજ્યું રે
આનંદ આજ છવાયો બાપુ બાલ તમારાં

૫૨

અવની અસુર દળફરે નીડર મુજ જીવ્યું છે વૃથા
પીશાચ પીડે ગોભુસુર મુજ ઉરે એ વ્યથા
મારીને મરવું સનમુખ લડવું ભય તજી પડવું
શાને ડરવું અરી દળને દળવા
તલપી રહ્યાં છે આ તન એવાં મ્લેચ્છ કુટુંબને જડથી લેવાં
ખારં ખલક પિતાજી બાળી જ્યાં સુધી વેર બદલો વાળી
વાહ તમ વચનો શૌર્ય ભરેલાં. વાહ અવની.

૫૩

મારી મારીને નેહ ભર્યાં નેણુરે માયા લગાડી ગયો મોહનજી.
પ્રેમ પાસમાં ખાસ બાધી એની, આશ આપી ગયો શુખ દેણુરે.
માયા.
કુપેથી કાઢી એ ભુપે ભાવેથી રૂપે અનંગ સમાનરે વારી જાઉં
નવગણુજી

સુની સહેજયું સુના સુખડા સુના તન શણુગાર
એ ગુણુસાગર વીણુ નવગણુજી સહુ દેખું સુનકાર
વારી વારી વનીતા તારા નામનેરે
કનક કામની લજાવે કામ બાણુનેરે વારી વારી

૫૪

આવો આવો આવો તમ તનને શોભાવો.
લટકે મટકે ચટકે ખટકે તમ તનને શોભાવો.
દીન ગણુંતા સુરત ભુલ્યો સુંદરી જો
કરમાં કર ધરવાની મનમાં હામ જો
પ્રેમી પ્યાસી પ્રેમ વીણુ પ્યાસે ખોતાં પ્રાણુ.
પ્રેમ રસ વીણુ અવર ન પીતા એજ પ્રેમ નીશાન.
આજે જળ સાથે મીન મળીયારે વાલમજી મારા
મનના મનોરથ ફળીયા. લટકે

૫૫

રંગ માણોરે મહારાજ કોડીલા કનકના શીરતાજ
સુધાર્યા કાજ હો રંગ.
પુષ્પે રમોને રામા પુષ્પે રીઝાવો. પુષ્પેથી પ્રેમે વધાવો
હો છાયો આનંદ આજ.

રસભરી તું ચાલ ચતુરી, વશ કરી મુને કીધી આભારી.
મહદ ભાગ્ય, ગણું પ્રીયે મારાં શાણા નહિ શરમાવો દારા
ત્યારે ચાલીશું. હાજ તો રંગ માણોરે.

૫૬

રહી રદયે તું રમી વીયોગે બહુ દમી કરી જીંદગી સફળ
મારી ઇન્દુ એક જગમાં તું ગમી. રહી
આવી હું વાલમજી મળવા, તન મન ધન મુજ અર્પણ કરવા,
વાહ રસીલી, વાહ છબીલી, આલીંગન દે નમી નમી.

૫૭

વનીતા વાકયે તારાં હો તારાં હો તારાં અતી લાગે પ્યારાં
સોલંકી છો શુરા અરી છેદનારા દીપાવી આ દારા અરે વાહવાહ.
શસ્ત્ર સજી સંગ્રામે ચડતા, વાહ. અરે યે વાહવાહ.
પ્રાણ જતાં પાછા નહિ ફરતા, વાહ અરે યે ,વાહવાહ.
મેદાન ખેદાન કરૂં હરીરૂપ હોશે ધરૂં
શાણા તમ સંગ કરૂં. અરીને આખર કરૂ
હર હર મહાદેવ, જય સોમનાથ.
શુરા સૈન્ય તૈયાર. તૈયારી તમ ચાહે મુજ નાથ.
કેશરીયાં કરવાને વેગે જઇ ચટક ચટક ચટચટ વનીતા.

૫૮

હાંહાંરે સુખ પામ્યો, વીપ-ત સહુ વામ્યોરે
આજે મન ગમતી મોજ પામ્યો
રંગી ઉમંગી સંગી હૈયાના હીરા પ્રેમી રહેમી વેહમી નણદીના વીરા.
આપ આધારે રંગ જામ્યોરે. આજે મન ગમતી.
હારી હારી વાલાજી તમપર વારી. શાણી તું છે ઠગારી હારા હારી.

વાહજી વાહજી વાહ. રાજી છો કે ના, હાજી હાજીહા.
વ્હાલી વેગે સંગ ચાલો પ્રીતમજી પ્યાર મહાલો
આશકનું મન હરનારી, શરમાણું, લોભાણું, ભરમાણું
કરમાણું, મુજ તનમનનાં સુખ ફુલડાં. પ્યારી. વાહ

૫૯

ધન્ય દિવસ ધર્મ માટ પ્રાણ આપી.
ઝુઝવા ગોવિપ્ર કાજ થયા તૈયાર થયા તૈયાર
મારી માર મારી માર, અસુરપુર શુર શસ્ત્રધારી
ભક્ષ ભુત ભૈરવોને આપવા ધરો અપાર
ખનનન ખનનન ખંજર સનનનનન સાંગ ધનથી ગરજે તોપ.
ચપળ વીજ ચમક સમ સુતેમ ત્રસીતને રૂધીરનું બલી દયોં ધરી પ્યાર.
ફુલહાર હાથ અપ્સરાઓ વીર શોધતી સુપ્યાર ધારી.
લઇ જવાને સાથ સ્વર્ગ દ્વાર. ધન્ય

૬૦

જય પામ્યા જગમા ધારી રહ્યા જે સુનીતને
જુવો રાજા સોલંકી. નીતિની રાહે ચાલ્યો
તો જીત્યો જંગમાં અજીતને. જય પામ્યા.
તેવો રાહુ અટંકી થઇને કુચાલે ચાલ્યો.
આખર દુઃખ પામ્યો. લઇ અનીતને. જય પામ્યા.

જય અંબે. જય અંબે
વિજય વિજય વિજય, વીભુ આપીયો
ભર્ત ભુમી દ્રોહીને ઉથાપીયો
ત્રીકટ વખત આર્ય તણો કાપીયો
ઉદય ઉદય કરીયો અચલ, સુનીતિ સુરજ
તેં પ્રભુ સૌ સ્થલ વાહ વાહ વાહ વાહ       જય પામ્ય



# જાહેર ખબર

અમારી પાસેથી નિચે મુજબ કીમ્મતની નાટકના ઓપેરાની ચોપડીઓ બાહાર પડી છે. તો જે સાહેબોને જોઇતી હશે તેને રોકડે પૈસે વાંકાનેર આર્યહિતવર્ધક નાટક કંપની પાસેથી મળશે.

| | |
|---|---|
| ઇન્દુમતી નાટના ઓપેરા. | ૦—૨—૦ |
| સતી સુંદરઆ નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| શીલબાળા નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| નર્મદા નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| ચંદ્રકાન્તા નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| પ્રેમ ચંદ્રિકા નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| કુમુદ કિશોરી નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| શૂરવીર શિવાજી નાટકના ઓપેરા. | ૧—૨—૦ |
| સીતા સ્વયંવર નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| સત્યવાદી હરીશ્ચંદ્ર નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| મહારાણા પ્રતાપસિંહ નાટકના ઓપેરા. | ૦—૧—૦ |
| ગોપીચંદ નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| કેદારસિંહ નાટકના ઓપેરા. | ૦—૧—૦ |

ઉપરનાં પુસ્તક કંપનીના મુકામેથી તેમજ ગુજરાતના તમામ નામીચા શહેરોમાં હમારી કંપનીના દરેક એજન્ટો પાસથી પણ મળશે. વિનંતી.

ગ્રંથકર્તા.